જય શ્રી હિન્દ.

## શ્રી આદર્શ નાટક સમાજ.

# પંજાબ—પતન.

કીંમત ૦-૪-૦.

॥ જય શ્રી હિન્દ ॥

## શ્રી આદર્શ નાટક સમાજ.

# પંજાબ–પતન

## નાટકના ગાયનો.




—— લેખક ——

શંકરલાલ મણીશંકર ગોવિંદજી, બી. એ.,

ઓર્ડર ઓફ મેરિટ ( નવાનગર. )



છપાવી પ્રસિદ્ધ કરનારઃ—

શંકરલાલ મણીશંકર ગોવિંદજી,

ગુલાબરાય મણીશંકર ગોવિંદજી.

માલેકો,

શ્રી આદર્શ નાટક સમાજ તથા શ્રી હિન્દ નાટક સમાજ,

જામનગર—કાઠિયાવાડ.

આવૃત્તિ ૨ જી, પ્રત ૫૦૦૦.

સંવત ૧૯૭૬. સને ૧૯૨૦.

કિંમત ૦–૪–૦.

છાપનારઃ મગનલાલ જગજીવનદાસ.

શ્રી 'સરસ્વતી' છાપખાનું, ૩૫૯, નાગદેવી સ્ટ્રીટ, મુંબઈ, ૩. (૧૪૪૪-૭૬)

# પંજાબ–પતન

## ના પ્રયોગની પ્રવેશવાર ટુંક હકીકત.



### પૂર્વ વૃત્તાંત.

શીખ સમ્રાટ મહારાજા રણજીતસિંહના મૃત્યુ પછી રાજ્યમાં શરૂ થયેલી ઈર્ષ્યા, અંધાધુંધી અને માંહોમાંહેની ખટપટ તથા દેશ દ્રોહીના ઉશ્કેરવાથી દુશ્મનોના ચડી આવવાના સમયથી આ પ્રયોગની વસ્તુ લીધી છે. પંજાબનું પતન રાણી ચંદાના ભોળા સ્વભાવથી અને મંત્રી લાલસિંહના નીચ લોભ વૃત્તિનુંજ પરિણામ છે. બાળ પંજાબ કુમારોના હૃદય પણ આથીજ ભગ્ન થયા હતા, આથી વધુ પ્રસ્તાવનાની જરૂર નથી. શીખ નિમકહલાલ મંત્રી જ્ઞાનસિંહના દેશ પ્રત્યેના નેક વિચારો અને ભાગ્યદેવીના દેશની પડતીના ઉદ્દગારોથી ખેલની શરૂઆત થાય છે. પ્રયોગમ આવતા સીનોથી બાજું સર્વ સ્પષ્ટજ સમજાશે.

—:o:—

### અંક ૧ લો.



**પ્રવેશ ૧ લો.—અમાત્ય જ્ઞાનસિંહનો મહાલય.**

શીખમંત્રી જ્ઞાનસિંહની દેશ પ્રત્યેની દિવ્ય ભાવના–મર્હુમ સમ્રાટ રણજીતસિંહનું સ્મરણ – ભાગ્યદેવીનું ભાવી સૂચન – જ્ઞાનસિંહ ભયંકર ભાવી સાંભળી ભ્રમણામાં પડે છે. ભાગ્યદેવી રાવી નદીમાં કુદી પડે છે. વિચારશીલ મંત્રી જ્ઞાનસિંહ આશ્ચર્યમુગ્ધ બને છે.

**પ્રવેશ ૨ જો—રાજમહાલય.** કુમાર કરકસિંહને પોતાની જન્મદાતા માતા ચંદારાણીના ચારિત્ર્ય સંબંધી અનેકાનેક શંકાઓ ઉત્પન્ન થાય છે. શંકાઓનું સમાધાન કરવા જાય છે પરંતુ નાસીપાસ થાય છે. ચંદારાણી અને લાલસિંહ સેનાપતિ બન્ને પર તેને પ્રચંડ ક્રોધ ભરાય છે. અમાત્ય જ્ઞાનસિંહ આવી તેને આશ્વાસન આપતાં કરકકુમારનું હૃદય કંઇક શાન્ત થાય છે.

**પ્રવેશ ૩ જો—શીખ રાણીનો મહાલય.** બહારથી દાંભિક દેશભક્તિનો ડોળ બતાવી અંદરખાને હળાહળ વિષભર્યું વર્તન ચલાવનાર દેશદ્રોહી સેનાપતિ લાલસિંહ પોતાનાં કપટતંત્રનું મંગળાચરણ રચે છે; શીખ મહારાણીપર પૈશાચિક પ્યારની છાયા જમાવી--તેને પોતાની બનાવી, શીખ પ્રજાનાં ચક્ષુઓમાં મહારાણીને વિષય લંપટ ઠરાવી, **પંજાબ પતન** કરવાની ચાવી લાલસિંહ તથા તેનો આશ્રિત તેજસિંહ ચલાવે છે. અને હૃદયની નિખાલસ તથા વિશુદ્ધ વર્તનવાળી શીખરાણીચંદા પોતાના રાજ્યની તથા શીખ પ્રજાની સલામતી ખાતર લાલસિંહના દાવપેચોમાં ભોળવાઇ જઇ કરકકુમારના મોતની આજ્ઞા આપે છે.

**પ્રવેશ ૪ થો**—કૉમીક. બાપનું નામ રાખવાની ધુનવાળો પોપટ મહારાજ પૈસાની પ્રાપ્તી માટે મંત્રી જ્ઞાનસિંહનો પક્ષ તજી લાલસિંહના નોકર બળદેવસિંહના પક્ષમાં જવાના વિચાર કરે છે. રૂપાળી સાથે તે સંબંધી વાતચીત ચાલે છે દરમ્યાન બલદેવ આવે છે. બળદેવ ને રૂપાળી વચ્ચે પ્રેમનું ધમસાણ જાગે છે. પૈસાનો લોભી પોપટીઓ આંખ આડા કાન કરી જોઇ રહે છે. અને બળદેવના ગયા પછી પોપટ તથા રૂપાળી ખુશી થઈ ભવિષ્ય જીવનની ઇમારતો રચે છે.

**પ્રવેશ ૫ મો—અરણ્ય સ્મશાન**—મૃતપિતાની સમાધિપર પિતૃસ્મરણ, રાજાનું ચિંતન અને માતાના કુટિલ વર્તનથી કલેશ પામી

કરકકુમાર આંક્રંદ કરે છે. નીચ લાલસિંહપર કઠોર તિરસ્કાર, પંજાબ પતન થવાની અણીપર આવેલું જોઇ કુમારના ભાવિ વિચાર, જ્ઞાનસિંહનો પદસંચાર, શીખ પ્રજાનું ભલી ચિંતવન કરતો કુમાર પિતાની સમાધિપર મૂર્છિત થાય છે. તેજસિંહ તેની અચેત અવસ્થાનો લાભ લઇ તેનો વધ કરવા ચ્હાય છે. પરંતુ વૃદ્ધ અમાત્ય સિંહની સમય સૂચકતાથી કરકકુમાર બચી જાય છે અને તેજસિંહ જાન લઈ પસાર થાય છે. ( સ્વામી ભક્તિનો સજ્જડ નમુનો. )

## પ્રવેશ ૬ ઠો—લાલસિંહનું મકાન.

લાલસિંહની પુત્રી હીરાંનો, પોતાના પ્રિયપાત્ર સરદાર શેરસિંહ પ્રત્યે પ્રેમાનુરાગ—તેજસિંહના હૃદયમાં તેથી પ્રજળતી આગ તેજસિંહ અને હીરાં વચ્ચે પ્રેમનો વિખવાદ—વીરરમણી હીરાંએ તેજસિંહને દેશદ્રોહી તરીકે આપેલો ફિટકાર.

**પ્રવેશ ૭ મો કુમાર કરકસિંહની ખાનગી કચેરી.** શીખ સામ્રાજ્યની ખાધુંખીી તથા દેશદ્રોહીઓના દુષ્ટતાથી કંટાળી ગએલો કરકસિંહ અવ્યવસ્થિત ચિત્તભ્રમ સ્થિતિમાં નિષ્ઠુર તેજસિંહના તીવ્ર બાણુથી મરણને શરણ થાય છે. મંત્રી જ્ઞાનસિંહ તથા શેરસિંહ આવી આ ભયંકર બનાવ જોતાં તરતજ કરકના ન્હાનાભાઇ શેરસિંહને તખ્તનશીન કરી શીખ સમ્રાટ તરીકે જાહેર કરે છે. બાળારાજાની બુદ્ધિ, ચાપલ્યતા તથા મ્હોટ ભાઇ કરકના ખુની તેજસિંહને મારવા માટે તેની પ્રતિજ્ઞા.

## પ્રવેશ ૮ મો—અરણ્યમાં શીખમંદિર.

જ્ઞાનસિંહ અને શેરસિંહ વગેરે સ્વામીભક્ત સરદારોનું શીખ રાજ્ય અને શીખ પ્રજાના ભાવિકલ્યાણ માટે વિચારો ચલાવવાનું ગુપ્ત સંકેતસ્થાન. બાળરાજા શેરસિંહની ચાલાકીથી તેજસિંહના પરાજયની યુક્તિ. ડ્રોપ.

—— :૦:——

# અંક બીજો.

**પ્રવેશ ૧ લો**—ચંદા રાણીનો મહેલ, ભેળીરાણીને ભરમાવી બીજા કુમાર શેરસિંહનો શીખોના કલ્યાણ માટે સંહાર કરવાની આજ્ઞા લેવા લાલસિંહ ઈંતેજાર. ચંદાનો પુત્રપ્રેમના પ્રબળ ઉદ્દગાર. રાજ્ય અને પ્રજાના કલ્યાણ માટે અનિચ્છાએ પણ શીખરાણી પુત્રવધની આજ્ઞા આપે છે. રણજીતસિંહનું સુક્ષ્મસ્વરૂપ લાલસિંહને ડરાવે છે. અને લાલસિંહ મૂર્છિત થતાં તેની સ્વપ્નાવસ્થામાં શીખ રાજકુમારોનાં મસ્તકો તેની ભાવી દશા બતાવે છે.

**પ્રવેશ ૨ જો**—બળદેવસિંહનું મકાન. પ્રપંચી પોપટ મહારાજ રૂપાળીના વેશમાં આવી બળદેવને બનાવે છે ત્યાં રૂપાળી આવેછે. બળદેવને ભૂત તરીકે ઓળખાવી બીવાવે છે. બળદેવ રૂપાળીના નાક ઉપર છુરી ચલાવે છે પણ પાજી પોપટ મહારાજ પરિણામે તેને બચાવે છે.

**પ્રવેશ ૩ જો—અરણ્યમાં સમાધિસ્થાન.** બાળરાજા શેરસિંહ પિતા અને ભ્રાતાની સમાધિપર આક્રંદ આદરે છે. કપટી તેજસિંહ પાછળથી આવી તેનાપર શસ્ત્રપ્રહાર કરે છે. પરંતુ જ્ઞાનસિંહ તથા શેરસિંહ આવી કુમારની પરિણામ વગરની સારવાર કરે છે.

**પ્રવેશ ૪ થો—લાલસિંહનું ભુવન.** રાષ્ટ્રભક્ત રમણી હીરાંદેવીના દેશદાઝ તરફ દૈવી ઉદ્દગાર અને લાલસિંહ તથા તેજસિંહ પ્રત્યે તીવ્ર તિરસ્કાર—તેજસિંહે આવી હીરાં પાસે કરેલી પ્રેમની માગણી. દેશદ્રોહી પ્રત્યે હીરાંએ દર્શાવેલી હલકી લાગણી. તેજસિંહ હીરાંપર બળાત્કાર કરવા જાય છે. શેરસિંહ અને હીરાં વચ્ચે પ્રણયનાં બીજ રોપાય છે.

**પ્રવેશ ૫ મો—સંકેતસ્થાન** જ્ઞાનસિંહ તથા શેરસિંહ શીખોના ભાવી લાભ સંબંધી ગુપ્ત મસલત ચલાવે છે. તેજસિંહ આવી જ્ઞાનસિંહનો

દગાફટકાથી સંહાર કરે છે. મરણની અણીએ પહોચેલો દેશભક્ત વૃદ્ધમંત્રી શેરસિંહને શીખ સામ્રાજ્ય તરફ વફાદાર રહેવા પ્રતિજ્ઞા લેવરાવે છે.

**પ્રવેશ ૬ ઠો—ચંદાનો મહેલ.** ત્રિશંકુસમાન દશામાં તરફડતી ચંદારાણીને જ્ઞાનસિંહ તથા બાળરાજા શેરસિંહના મરણના સમાચાર મળે છે. રાણી છાતીફાટ રૂદન કરે છે. નિષ્ઠુર ક્રુર લાલસિંહ તે તરફ જરા પણ લક્ષ્ય ન દેતાં દેશના કલ્યાણનું નિમિત્ત બતાવી પોતાના માર્ગમાં આડે આવતા સરદાર શેરસિંહનો નાશ કરવાનો રાણીપાસે કંઇક નમ્રતા અને કંઇક સત્તાના તોરથી પરવાનો મેળવે છે. અને હીરાંના આશક તેજસિંહને હીરાંનો હૈયાહાર બનાવાની કામચલાઉ આશા આપી શેરસિંહનો સંહાર કરવા રવાના કરે છે.

**પ્રવેશ ૭ મો—જંગલ.** **પંજાબ પતનપર** શેરસિંહના સજ્જડ ઉદ્ગાર. દેશપ્રેમી રાજા-પ્રજા અને સ્વામી પ્રત્યે ભક્તિમાન હીરાં પિતાના ત્રાસથી તથા તેની નિચતાથી કંટાળી અરણ્યમાં નાશી આવે છે. તેજસિંહ ત્યાં આવી હીરાંપર પોતાની સત્તાનો પ્રયોગ અજમાવે છે. લાલસિંહ પણ ઓચિંતો આવી હીરાંપર સખ્તાઈનું શાસન ચલાવે છે. વિકાળ સિંહોના પંજામાં પડેલી નિર્દોષ હરિણીને શેરસિંહ બચાવે છે.

---

## અંક ત્રીજો.

---

**પ્રવેશ ૧ લો—**લાલસિંહ તથા તેજસિંહ હીરાંને મનાવે છે. તેજસિંહ સાથેજ સ્નેહ બાંધવા લાલસિંહ તેને સમજાવે છે. હીરાં દેશદ્રોહી તેજસિંહ તરફ સખ્ત અણગમો બતાવે છે. શેરસિંહ આવે છે. લાલસિંહ તથા તેજસિંહ શેરસિંહના શૌર્ય સામે ન ફાવવાથી પસાર થાય છે.

**પ્રવેશ ૨ જો**—રૂપાળીના રમખાણુથી કંટાળેલો પોપટ મહારાજ વૈરાગ્યમય વિચારો ચલાવે છે. રૂપાળી પણુ તેની સાથે સંસાર ત્યાગી સાધુ થઈ જવાના નિશ્ચય પર આવે છે.

**પ્રવેશ ૩ જો**—મહાસમરાંગણુમાં શીખોના થયેલા સંહારપર ચંદા રાણીનો અફસોસ. બાળકુમાર દીલીપસિંહના કાલાઘેલા પણુ સચોટ રહસ્યમય શબ્દો; લાલસિંહનું આસમાન: પશ્ચાતાપ; દિલીપે તેને આપેલો ધિક્કાર, અને કોહિનુરહીરાપર દીલીપના અસરકારક ઉદ્દગાર.

**પ્રવેશ ૪ થો**—સન્યાસી થઈ નીકળી ગએલો પોપટ મહારાજ સંસારથી કંટાળીને પાછો આવે છે અને રૂપાળી પાસે ભીક્ષા માગવા અહાલેક જગાવે છે. પરિણામે પતિપત્નિ સંપીને સલાહથી સંસાર જીવન વિશુદ્ધપણે ગાળવાના નિશ્ચયપર આવે છે.

**પ્રવેશ ૫ મો**—લડાઈનું ભયાનક મેદાન—છેલ્લો સંગ્રામ આદરી મરણુને શરણુ થવાની અણીપર આવેલ શેરસિંહ તથા હીરાંદેવીની મૃત્યુ સમયપર પણુ સ્વદેશ પ્રેમની અડગ ભાવના. યમદુતને નેત્રો સમક્ષ જોતો ઘાયલ લાલસિંહ પશ્ચાતાપ કરે છે. તેજસિંહ ઘાયલ સ્થિતિમાં પણુ તેનું નાક કરડી તેને કુકર્મોનો બદલો દે છે. બન્ને દુષ્ટાત્માઓ પ્રભુના દરબારમાં જવાબ દેવા પરવરે છે. રાજકુમાર દિલીપ એક વૃદ્ધ સન્યાસીની સહાયથી શેરસિંહ તથા હીરાંદેવીને સમાધિસ્થ બનાવે છે. દરમ્યાન પંજાબ પતનનું મૂળ કારણુ ચંદારાણી આવે છે. બાળકુમાર દીલીપ તેને પંજાબનું પતન કેમ થયું તે સખત શબ્દોમાં સમજાવે છે. પ્રખર પશ્ચાતાપ કરતી ચંદા મુર્છિત બને છે. એવી રીતે પંજાબ પતનની પૂર્ણાહુતિ થતાંજ આ પ્રયોગ સમાપ્ત થાય છે.

**ૐ: શાન્તિ: શાન્તિ: શાન્તિ:**

---

# પાત્ર પરિચય.

—:o:—

| | |
|---|---|
| **કરકસિંહ** ... ... ... | શીખસમ્રાટ રણજીતસિંહનો મોટો કુમાર |
| **શેરસિંહ** ... ... ... | ,, ,, દ્વિતિય કુમાર. |
| **દિલીપસિંહ** ... ... ... | ,, ,, તૃતિય કુમાર. |
| **જ્ઞાનસિંહ** ... ... ... | રાજ્યભક્ત વફાદાર વૃદ્ધ અમાત્ય. |
| **શેરસિંહ** ... ... ... | શિખસામ્રાજ્યનો વફાદાર સરદાર. |
| **લાલસિંહ** ... ... ... | નરપિશાચનો નમુનો દારૂણ દેશદ્રોહી સેનાપતિ. |
| **તેજસિંહ** ... ... ... | લાલસિંહનો આશ્રિત અઘોર કર્મી દેશદ્રોહી માનવરૂપી રાક્ષસ. |
| **પોપટ મહારાજ** ... ... | લાહોરનો એક અધમ બ્રાહ્મણ. |
| **બળદેવસિંહ** .. ... | લાલસિંહનો નફ્ટ નોકર. |

## સ્ત્રી પાત્રો.

| | |
|---|---|
| **ચંદા રાણી** ... ... ... | શીખસમ્રાટ રણજીતસિંહની પતિ, કરક, શેરસિંહ તથા દિલીપની જન્મદાતા માતા, નિખાલસ, નિર્દોષ, રાજ્ય અને પ્રજાની કલ્યાણ ભાવનામાં નરપિશાચ લાલસિંહના નીચ માર્ગે ભોળપણથી દોરાઈ **પંજાબનું પતન** કરનારી ઈતિહાસ પ્રસિદ્ધ શીખરાણી. |
| **હીરાં**... ... ... ... | લાલસિંહની કન્યા. નરપિશાચ પિતાને ત્યાં પ્રકટેલી દેશભકત દેવી દીકરી. |
| **રૂપાળી** ... ... ... | પોપટ મહારાજનાં પ્રેમીલાં પતિ. |

શ્રી

# પંજાબ-પતન

## નાટકનાં ગાયનો.



સૂત્રધાર— ૧

અખિલ અનંત આદ્ય અજરામર હરીહરા,
ખગ મૃગ જગ જનના પાલક.
ન્યારી ન્યારી ત્હારી અદ્‌ભૂત અકલ,
સૃષ્ટિ સકલ મુદિત મનહર શાન્તિદાતા.
કુદરત કાનન......
વારી વારી વારી અકળિત અગમ,
નાથ નીગમ ગુણુ ગાતાં શેષ હારે......
સહસ્ર આનન......

બાળાઓ— ૨

ભરત ભૂમી પરે ભવ્ય ભુમી પાલ બહુ થયા,
નીતિ ધર્મ પુણ્ય પંથમાં વિશેષ નીત રહ્યા,
અરર આજ તે તમામ કયાં અદૃશ્ય થઇ ગયા?
હાય આપી કાય ધર્મરાજ હૃદય રહી દયા,
વીર ધીર પાંડુ પુત્ર પુણ્યશાળી પૃથુ કહ્યા.
કયાં પ્રતાપી એ પ્રતાપ રણુજીત પણુ નવ રહ્યા,
એ ભૂમીનું થયું આજ નિકંદન,
કહો ગયું વીર ભારત કયાં? —ભૂમિ.

જ્ઞાનાસહ— ૩

દીલમાં ભડકે પ્રજળે અગની, દુઃખ ભારી અતિ,
ભૂમી આ ભારતી, કુસંપ મારથી;
ઇર્ષા અંગારથી, સંકટ ભારથી......
આવી પડી, દુઃખની ઝડી,
કોણ કરે સ્હાય અરે;
પંજાબ આજ નિસ્તેજ જણાય,
શીખનું નામ શું નાબુદ થાય......
આવો ખાવિંદ ગુરૂ ગોવિંદ,
શીખ પ્રભૂ સ્હાય કરો !........

ભાગ્યદેવી— ૪

કેમ કરી આ અધઃપાતને અરે હવે હું અટકાવું,
સમય ઉદયનો ફરી હવે હું કેમ કરી લાવું,
ન દીઠું દુઃખ કદી આવું. —કેમ.
જે ભુમી પરે અવતરવા,
ઇચ્છે દેવો પણ ગરવા,
ત્યાં તપે તાપ સંહરવા,
નહિં રહી કોઇને પરવા. —કેમ.

ચંદા— ૫

ભૂમી ભારત ભડવીર તણી નીરવીર્ય બની નીરધાર;
પ્રાણ પ્રભૂ રણજીત તમારી શીખ પ્રજા પલટી,
શીખ ભૂમીની થાય દશા શી દુર્મતિ હા પ્રગટી—
પ્રભુ તું બચાવ, શીખપર દયા લાવ,
મારો દેશ દુઃખી થાય પ્યારી પ્રજા ઝુરે હાય—

દેવ ગુરૂ શીખને બચાવો,
પરમ પંજનબ મારો તાર ફીરતાર—નીર.

રૂપાળી— ૬

હું છું રૂપાળી નાર મારૂં નયનોના બાણ
રસ રંગે રમાડું હું અનંગમાં. (૨)
મારૂં અમર કટાર કરૂં કામીને હું ઠાર
કરૂં કામણ હજાર મુજ શાનમાં.........ટેક—હું છું.
લટક મટક ચાલ જોઇ ગુલાબી ગાલ
લલચાઇ લાલ પડે પાશમાં (અરે કંઇક મારા)
પ્રીતે પ્રસારૂં પ્રેમ જાળ મારી પાસમાં
કરૂં ઘાયલ ઘણાને નેત્ર બાણમાં.........ટેક—હું છું.

૭

**રૂપાળી**—અલબેલા છેલા ચાલો રસ બસ રતિરંગે મ્હાલો.
**પોપટ**—મોહક મનહરણી દારા, શા ગાલ ગુલાબી તારા—
**રૂપાળી**—મીઠા મધના ભોગી ભમરા હું કળી છું એ મધની,
**પોપટ**—ચૂસું હું એ કળીના રસને,
**રૂપાળી**—ચાલો પ્રીતમ ચાલો અલબેલા—

કરક— ૮

જુઓ જાગી હો પિતાજી, રાજ્ય તમારૂં જાય રોળાઇ,
કલેશ કુસંપની વાદળી છાઇ,
શીખની ભૂમિ હાય રંડાઈ—જુઓ.
નીચ નફ્ફટ મુજ માત ગણાઈ,
કીર્તિ તમારી હાય હણાઇ—જુઓ.

હીરાં— ૯

પ્રણય જગાવી ગયા હાં, નાથ નગીના રે,
છબીલા સ્મરૂં છું—છેલા.
રસીલાજી રતિમાં રમાડો,
ધ્યાન હું તમારૂં ધરૂં છું.
વ્હાલા આવો આપ વ્હેલા,
હાં રટું છું, હાં જપું છું—છેલા.

૧૦

મારા મન મોહનની મૂર્તિમાં દીવાની ફરૂં (૨)
તન મન અરપણ નાથ નગીના, તારા પ્યારા
ચરણોમાં કરૂં.
શૂર સલુણા સ્વામી મારા તારા પ્રેમે જાદુ શું કર્યું.
આવો પ્યારા જાદુગારા મન તારે પગલે પાથરૂં
વ્હાલા બલીહારી કરૂં.

નાયકાઓ— ૧૧

એજી આઓ ગાઓ સૈયાંરે
પ્રેમની ધુન મચાઇ
નીર ભરનકો યમુનાં ગઈ મેં,
ફોરી મટુકી કનાઇરે
મેરી ચુનરી ભીંજાઈ કનૈયારે

નાયકા— ૧૨

જીવન ફના થવાનું, જાયું સહુ જવાનું
જૂઠી દીવાની દુનિયાં ચેતો પ્રવાસી ગાફીલ
બે આંખ આ મિંચાણી વીસરી સહુ જવાનું.
માયાની જાળ મિથ્યા મોહે મરી જવાનું.

——;o;——

## અંક બીજો.

ચંદા—　　　　　　　　　　　　૧૩

બની છું પ્રેમની એક મિથ્યા—અતિમારે
શીખ રાજ રક્ષા માટે રચી પ્રેમ બાજીરે
કરવા એક મુજ દેશનું મંગલ,
સંકટ સાંખું હું કોટી શરીરનાં.—બની છું

૧૪

શેર—સુંદરી ખૂલ્યું ભાગ્ય શું મારૂં, થયું પ્રેમનું બંધન પ્યારૂં,
હીરાં—ધન્ય જીવન ગણું આજ મારૂં સુધાશાધારા સ્નેહની ઝળહળે
શેર—કોમળ ચંદ્ર વદન શું તમારૂં—થયું.
હીરાં—સ્વામી સદોદીત સ્નેહેથી ત્હારૂં,
　　પૂજન અર્ચન આદરૂં પ્યારૂં,
શેર—દેવી તમોને દેવી હું ધારૂં.................થયું.

તેજસિંહ—　　　　　　　　　　૧૫

કર અસી ચમકાવી અરી શીલ વિદારૂં,
મહારાણી આપવાણી ગણી વિભુ વાકય.
નિરધાર કરૂં ઠાર કરક કુમાર
હુકમ આપનો પાળું સદા,
અરી સાથ બાથ ભરી લડું દિનરાત,
શીખ કોમના શત્રુ બધા હું કૃપાણથી કાપું—કર.

હીરાં— ૧૬

થઇરે દશા તારી થઇ શી દશા,
ભારતની ભુમી ત્હારી થઇ શી દશા ?—
વિશ્વના વિહારી ત્હારી ગતિ અતિ ન્યારી રાજ
ગઇ રીદ્ધિ સીદ્ધિ મ્હારી ભરત ભુમિની આજ—
ભારતના હિત માટે અહીં આજ પ્રાણ આપું
કહો તો બતાવું મ્હારૂં હૃદય વિદારી રાજ—

——:o:——

## અંક ત્રીજો.

શેરસિંહ ને હીરાં— ૧૭

વાહ વાહ જોબનના માળી નિહાળું નેણ ઢાળી,
નાથ મારા શૂરાના સરદાર છો.
શેર૦—હીરાં હૈયાનો હાર, આખા જીવનનો સાર,
દીલ હરણી તું દારા દીલદાર છો.
હી૦—સેવું સદાયે સ્વામી શાણા શીયળનું વ્રતધારી,
વીણ મૂલે છું આપ ખરીદી દાસી દેવ તમારી.
—રે હું જાઉં જીવન વારી.

રૂપાળી અને પોપટ— ૧૮

લાલા લાગો છો લટકાળા—
રૂપાળી રામા પ્રાણ પ્રિય શામા—
રમીએ આનંદે આજ રંગથી ઉમંગમાં,
પિયુ પાતળીયા પધારો
મોહી રહી છું રંગીયાળા—

**થહા—** ૧૯

વૃથા કલ્પાંત શો કરવો થવાનું તે થવાનું છે.
કરો લાખો પ્રયત્નો પણ જવાનું તે જવાનું છે.
અરે પંજાબ તારૂં ભાગ્ય તો ફુટી જવાનું છે.
મહા પ્રલય મહિં આખું જગત કો દી જવાનું છે.
નિકંદન શીખ જાતિનું થવાનું તે થવાનું છે.
જગતના નાથની ઈચ્છા મુજબ અંતે જવાનું છે.

—વૃથા.

**રૂપાળી ને પોપટ—** ૨૦

પિયુ પોપટજી નવા નવા નિત લેશું લાખો લ્હાવા
નિત્યે સોળે કળા સજાવો જાણે દીવાળીનાં ટાણાં
રંગે રંગે રજની રમતાં વાશે વ્હાલા વ્હાણાં
નાજુકડા નાથ મારા શોખી પૂરા શાણા
આપીશું આ અલબેલીને નાણાં બદલે પાણા
નોતમ હીરાહાર મંગાવો લાવો નગદી નાણાં



## પંજાબ-પતન



પ્રસ્તુત પ્રયોગ રા. રા. ડાહ્યાભાઈ રામચંદ્ર મ્હેતાની ઐતિહાસીક નવલકથા 'પંજાબની રાણી ચંદાકુંવર' નેજ આભારી છે તો આ સ્થળે વાજબી તેઓશ્રીનો ઉપકાર માનવાની કંપની પોતાની ફરજ જુવે છે.

વડોદરા,
તા. ૧૩-૯-૨૦.

માલેકો,
શ્રી આદર્શ નાટક સમાજ.

---

## શ્રી આદર્શ નાટક સમાજ
તથા
## શ્રી હિન્દ નાટક સમાજના

નીચેના ખેલોની ગાયનની ચોપડીઓના દરેક ચાર આનાની કિંમતે મળશે.

૧ વીર-હમ્મીર.
૨ સામ્રાટ-ચંદ્રગુપ્ત.
૩ પંજાબ-પતન.
૪ ગંગાશાપ.
૫ જોહરે શમશીર.
૬ પાંડવ ગુપ્ત નિવાસ.
૭ અમન ચમન.
૮ સુધન્વા.

માલેકો,
શ્રી આદર્શ નાટક સમાજ
તથા
શ્રી હિન્દ નાટક સમાજ.